# ગઝલના છ સરળ છંદ

## ઉદય શાહ

(ફેબ્રુઆરી-૨૦૨૦)

નવોદિતો કે જેમને ગઝલના સ્વરૂપ, છંદ, રદીફ, કાફિયા, લઘુ-ગુરુ છૂટ વગેરે વિશે પુરતી માહિતી નથી એવા નવોદિતોને ધ્યાનમાં રાખીને આ પુસ્તિકા પ્રસ્તુત કરી છે. ગઝલના છ સરળ છંદો આ પુસ્તિકામાં પ્રસ્તુત છે. આ સાથે ગઝલનું સ્વરૂપ, લઘુ-ગુરુ છૂટ અને એ દરેક છંદની એક ગઝલનું ગણવિભાજન પણ પ્રસ્તુત કર્યું છે. ગણવિભાજનમાં છૂટ લીધેલ અક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે. ગઝલમાં રદીફ-કાફિયા વ્યવસ્થા વિશે પણ માહિતી પ્રસ્તુત કરી છે. આશા રાખું છું કે નવોદિતો આ પુસ્તિકા દ્વારા ગઝલ-લેખન અંગેની પ્રાથમિક માહિતી તો મેળવી જ લેશે.

- ઉદય શાહ




## ઉદય શાહ

દાદાટટ્ટૂનો મહોલ્લો (સાંઈ સ્ટ્રીટ), નવસારી-૩૯૬૪૪૫, ગુજરાત – ભારત.

**(M) +919428882632**


**: Websites to read and download my Books and Articles about Ghazal :**

**http://www.udayshahghazal.com/**

**https://sites.google.com/site/udayshahghazal/**

**https://sites.google.com/site/udayshahghazals/**

**https://sites.google.com/site/udayshahxyz/**

**: YouTube Link to listen and download my Music-Composition :**

**https://www.youtube.com/user/udaysshah10/videos**

# (૧)
# ગઝલનું સ્વરૂપ

ગઝલને કાવ્યના બધા પ્રકારમાં ઉચ્ચ સ્થાને મુકી શકાય છે. કહેવાય છે કે ગઝલ તો મહેફિલની જાન છે. કોઈ એક નિશ્ચિત છંદમાં (બહર) એકસરખા રદીફ અને કાફિયા ધરાવતા શેરોના સમુહની રચનાથી એક ગઝલ બને છે. એક જ ગઝલના જુદા-જુદા શેરોમાં જુદા-જુદા વિષયો પસંદ કરી શકાય છે. એક જ ગઝલના દરેક શેરનું અલગ અસ્તિત્વ હોય છે અને દરેક શેર પોતે સંપૂર્ણ હોય છે. એક જ ગઝલના બે શેર એકબીજા સાથે સંબંધિત હોતા નથી. એકબીજા સાથે સંબંધિત એવી બે પંક્તિઓ (મિસરા) મળીને એક શેર બને છે કે જેની પહેલી પંક્તિને ઉલા મિસરા અને બીજી પંક્તિને સાની મિસરા કહે છે. એક જ ગઝલમાં ઓછામાં ઓછા પાંચ અને વધુમાં વધુ અગિયાર શેર હોવા જોઈએ, પરંતુ અગિયારથી વધુ શેરોની ગઝલો પણ જોવા મળે છે.

ગઝલનો પહેલો શેર કે જેની બંને પંક્તિઓમાં રદીફનો (અનુપ્રાસ) અને કાફિયાનો (પ્રાસ) પ્રયોગ થયો હોય એને ગઝલનો મતલા કહેવાય છે. એક જ ગઝલમાં એકથી વધુ મતલા કહી શકાય છે. મતલા સિવાયના બાકીના શેરોમાં ફક્ત બીજી પંક્તિમાં જ રદીફ અને કાફિયા નિભાવવા જરૂરી છે. ગઝલના દરેક શેરની બીજી પંક્તિના અંતે (મતલાની બંને પંક્તિના અંતે) રદીફનો પ્રયોગ થાય છે અને રદીફ પહેલાં કાફિયાનો પ્રયોગ થાય છે. ગઝલનો અંતિમ શેર કે જેમાં શાયર પોતાના નામનો કે ઉપનામનો (તખલ્લુસ) ઉલ્લેખ કરે તેને ગઝલનો મકતા કહેવાય છે. ગઝલના અંતિમ શેરમાં શાયરે પોતાના નામનો કે ઉપનામનો (તખલ્લુસ) ઉલ્લેખ ન કર્યો હોય તો તે ગઝલનો મકતા ન કહેવાતાં ગઝલનો અંતિમ શેર કે છેલ્લો શેર જ કહેવાશે.

ગઝલમાં રદીફ અનિવાર્ય નથી પરંતુ કાફિયા અનિવાર્ય છે. કાફિયા વગર ગઝલ રચી શકાય નહીં. રદીફ વગરની ગઝલમાં મતલાની બંને પંક્તિના અંતે અને બાકીના શેરોની બીજી પંક્તિના અંતે કાફિયાનો પ્રયોગ થાય છે.

અહીં છંદ, રદીફ અને કાફિયા સહિત જુદા-જુદા છંદની છ ગઝલના મતલા પ્રસ્તુત છે કે જે પૈકી છેલ્લી (છઠ્ઠી) ગઝલમાં રદીફનો પ્રયોગ થયો નથી. આ સાથે દરેક છંદમાં લય તરીકે જે તે છંદના એક ફિલ્મી કે ગેરફિલ્મી ગીત-ગઝલની પહેલી પંક્તિ પણ પ્રસ્તુત છે કે જે મારા દ્રષ્ટિકોણથી ઉત્તમ ઉદાહરણ છે. આખું ગીત-ગઝલ કોઈ એક જ છંદમાં જ હોવા છતાં જે તે

છંદના જે તે ફિલ્મી કે ગેરફિલ્મી ઉદાહરણની ફક્ત પહેલી જ પંક્તિ ગુનગુનાવીને આખી ગઝલ લખવાથી એ આખી ગઝલ લગભગ છંદમાં જ આવી જશે. ફક્ત એટલું જ ધ્યાન રાખવાનું કે કોઈ અક્ષર વધુ લંબાવીને કે વધુ ઝડપથી તો ગાવો ન પડે. આખી ગઝલ પ્રકરણ-૪ 'ગઝલના છ સરળ છંદ'માં પ્રસ્તુત કરી છે.

(૧)
એક એની યાદથી આનંદ છે આરામ છે
જીવ ઠેકાણે નથી પણ જીવવાની હામ છે
- અમૃત 'ઘાયલ'
છંદ : ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાલગા
રદીફ : છે
કાફિયા : આરામ-હામ
લય : હોશવાલોં કો ખબર ક્યા બેખુદી ક્યા ચીઝ હૈ (જગજીત સિંઘ)

(૨)
શી ખબર આવું પરિવર્તન થશે
દિલ સરીખો દોસ્ત પણ દુશ્મન થશે
- અમૃત 'ઘાયલ'
છંદ : ગાલગાગા ગાલગાગા ગાલગા
રદીફ : થશે
કાફિયા : પરિવર્તન-દુશ્મન
લય : દિલ કે અરમાં આંસૂઓં મેં બહ ગએ (સલમા આગા)

(3)
નજર મેળવીશું ને ખોવાઈ જાશું
કથાઓ બનીશું ને ચર્ચાઈ જાશું
- 'શૂન્ય' પાલનપુરી
છંદ : લગાગા લગાગા લગાગા લગાગા
રદીફ : જાશું
કાફિયા : ખોવાઈ-ચર્ચાઈ
લય : યે મહલોં યે તખ્તોં યે તાજોં કી દુનિયા (મોહમ્મદ રફી)

(૪)

હતા આદમી તે છતા થઈ ગયા
છતા ના થયા તે ખુદા થઈ ગયા
- અમૃત 'ઘાયલ'
છંદ : લગાગા લગાગા લગાગા લગા
રદીફ : થઈ ગયા
કાફિયા : છતા-ખુદા
લય : ન જી ભરકે દેખા ન કુછ બાત કી (ચંદનદાસ)

(૫)

જેનું જીવન ધૂપસળી છે
અંત લગી એ જાત બળી છે
- 'શૂન્ય' પાલનપુરી
છંદ : ગાગાગાગા ગાગાગાગા
રદીફ : છે
કાફિયા : ધૂપસળી-બળી
લય : ગમ કા ફસાના કિસકો સુનાએં (શમશાદ બેગમ)

(૬)

હોઠે ભાવ ને મનમાં વ્યંગ
વાહ રે દુનિયા તારા ઢંગ
- 'શૂન્ય' પાલનપુરી
છંદ : ગાગાગાગા ગાગાગા
રદીફ : ×
કાફિયા : વ્યંગ-ઢંગ
લય : ઘર આયા મેરા પરદેસી (લતા મંગેશ્કર)

ગઝલના છંદોમાં પંક્તિને અંતે આવતા લઘુને અલગથી ગણતરીમાં ન લેતાં એ પહેલાંના ગુરુ સાથે સંયુક્ત રીતે જ ઉચ્ચારીને એ ગુરુમાં જ ગણી લેવામાં આવે છે. ગઝલના ગણવિભાજનમાં એને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

***

# (૨)
# ગઝલમાં રદીફ અને કાફિયા

## રદીફ :-

ગઝલમાં મતલાની બંને પંક્તિના અંતે અને અન્ય શેરોની બીજી પંક્તિના અંતે આવતા એકસરખાં શબ્દોને રદીફ કહેવામાં આવે છે. રદીફ જેટલી લાંબી હોય અથવા અટપટી હોય એટલી જ એને નિભાવવી અઘરી હોય છે. હતા, છે, નથી, નહીં વગેરે જેવી રદીફ નિભાવવી સરળ છે પરંતુ ‘એવું કરવાથી શું મળવાનું છે’, ‘જીવન છે બસ ચાલ્યા કરશે’, ‘સમજી લેજે’, ‘જા રે જા’, વગેરે જેવી રફીફ નિભાવવી અઘરી પડે છે. રદીફ ગમે એવી પ્રયોજી શકાય પરંતુ સાથે એ પણ ધ્યાન રાખવું જરૂરી છે કે ગઝલના દરેક શેરના ભાવાર્થમાં રદીફ પણ પૂર્ણ રૂપે સાર્થક હોવી જોઈએ. શેરમાંથી રદીફ કાઢી નાખતાં પણ શેરના ભાવાર્થમાં કશો ફરક ન પડતો હોય તો એ શેરમાં રદીફ સાર્થક છે એમ કહી શકાય નહીં.

## કાફિયા :-

ગઝલમાં રદીફ પહેલાં પ્રયોજાતા ઉચ્ચારાંતમાં સમાનતા ધરાવતા શબ્દો કે જે દરેકમાં કોઈ નિશ્ચિત અક્ષરના સ્વર અને ત્યાર પછીના અક્ષરો એકસરખાં હોય એને કાફિયા કહેવામાં આવે છે. નામ, જામ, દામ, આરામ, બદનામ વગેરે શબ્દોમાં છેલ્લેથી બીજા અક્ષરનો સ્વર ‘આ’ અને એનાં પછીનો (છેલ્લો) અક્ષર ‘મ’ એકસરખાં છે. રતન, મનન, મિલન, સુમન, અમન, ચમન, જતન, આગમન વગેરે શબ્દોમાં છેલ્લેથી બીજા અક્ષરનો સ્વર ‘અ’ અને એનાં પછીનો (છેલ્લો) અક્ષર ‘ન’ એકસરખાં છે.

ઘણીવાર કક્ત સ્વરાંત કાફિયા પણ પ્રયોજવામાં આવે છે કે જેમાં દરેક કાફિયાના છેલ્લા અક્ષરના સ્વર એકસરખાં હોય છે. દવા, કઝા, દુઆ, ખુદા, ફિઝા, ઝાંઝવા વગેર શબ્દોમાં છેલ્લા અક્ષરનો સ્વર ‘આ’ જ એકસરખો છે. ફક્ત સ્વરાંત કાફિયામાં અકારાંત કાફિયા પ્રયોજી શકાય નહીં. નામ, ધાર, જીત, ફૂલ વગેર શબ્દોમાં છેલ્લા અક્ષરનો સ્વર ‘અ’ એકસરખો હોવા છતાં એ શબ્દો કાફિયા તરીકે પ્રયોજી શકાય નહીં.

જડ્યા, નડ્યા, પડ્યા વગેરે શબ્દોમાં છેલ્લેથી બીજા અક્ષરનો સ્વર 'અ' અને એનાં પછીના અક્ષરો 'ડ્' (જોડાક્ષર એટલે કે હલન્ત) અને 'યા' એકસરખાં છે. સમાન સ્વરવાળા નિશ્ચિત અક્ષર પછી જોડાક્ષર આવતો હોય તો ઉપર દર્શાવ્યા મુજબ દરેક કાફિયાનો જોડાક્ષર પણ એકસરખો જ હોવો જોઈએ. લખ્યા, હસ્યા, ફર્યા વગેરે શબ્દોમાં છેલ્લેથી બીજા અક્ષરનો સ્વર 'અ' એકસરખો જ છે પરંતુ જોડાક્ષર અલગ હોવાથી એ શબ્દો જડ્યા, નડ્યા, પડ્યા વગેરે જેવાં શબ્દો સાથે સાથે કાફિયા તરીકે પ્રયોજી શકાય નહીં. આમ જડ્યા-લખ્યા અથવા લખ્યા-હસ્યા અથવા હસ્યા-ફર્યા વગેરે જેવી અલગ જોડાક્ષરવાળી કાફિયાની વ્યવસ્થા અયોગ્ય કહેવાશે જ્યારે જડ્યા-પડ્યા અથવા હસ્યા-ફસ્યા અથવા ફર્યા-તર્યા વગેરે જેવી એકસરખાં જોડાક્ષરવાળી કાફિયાની વ્યવસ્થા યોગ્ય કહેવાશે.

જડતો, નડતો, પડતો વગેરે શબ્દોમાં છેલ્લેથી ત્રીજા અક્ષરનો સ્વર 'અ' અને એનાં પછીના અક્ષરો 'ડ' અને 'યા' એકસરખાં છે. અહીં છેલ્લેથી બીજો અક્ષર 'ડ' સ્વર સહિત લખાતો હોવા છતાં એનો ઉચ્ચાર જોડાક્ષરની જેમ હલન્ત હોવાથી એને જોડાક્ષર જ ગણી લેવો પડશે. એ જ કારણે જડતો, નડતો, પડતો વગેરે જેવાં શબ્દો સાથે લખતો, હસતો, ફરતો વગેરે શબ્દો કાફિયા તરીકે પ્રયોજી શકાય નહીં. આમ જડતો-લખતો અથવા લખતો-હસતો અથવા હસતો-ફરતો વગેરે જેવી કાફિયાની વ્યવસ્થા અયોગ્ય કહેવાશે કે જેમાં જોડાક્ષરની જેમ હલન્ત ઉચ્ચારવાળો છેલ્લેથી બીજો અક્ષર અલગ-અલગ હોય જ્યારે જડતો-પડતો અથવા હસતો-ફસતો અથવા ફરતો-તરતો વગેરે જેવી કાફિયાની વ્યવસ્થા યોગ્ય કહેવાશે કે જેમાં જોડાક્ષરની જેમ હલન્ત ઉચ્ચારવાળો છેલ્લેથી બીજો અક્ષર એકસરખો હોય.

મતલામાં કાફિયાની જે વ્યવસ્થા સ્વીકારવામાં આવી હોય એ જ વ્યવસ્થા ત્યારબાદના દરેક શેરમાં જાળવવાની હોય છે. મતલા પછીના શેરોમાં મતલાથી ચુસ્ત કાફિયા પ્રયોજી શકાય પરંતુ મતલાથી શિથિલ કાફિયા પ્રયોજી શકાય નહીં. મતલામાં વિચારોમાં-નજારોમાં વ્યવસ્થા સ્વીકારવામાં આવી હોય કે જેમાં છેલ્લેથી ત્રીજા અક્ષરનો સ્વર 'આ' અને એનાં પછીના અક્ષરો 'રો' અને 'માં' એકસરખાં છે તો એની સાથે વિસામોમાં, સજાઓમાં વગેરે જેવાં શિથિલ થઈ જતાં કાફિયા પ્રયોજી શકાય નહીં.

મતલામાં કાફિયાની જે વ્યવસ્થા સ્વીકારવામાં આવી હોય એ જ વ્યવસ્થા ત્યારબાદના દરેક શેરમાં જાળવવાની હોય છે એ વાત બરાબર છે પરંતુ મતલા સિવાયના બધા જ શેરોમાં મતલાની વ્યવસ્થાથી વધુ ચુસ્ત એવા એકસરખી વ્યવસ્થાના કાફિયા પ્રયોજ્યા હોય તો શિથિલ કાફિયાવાળો મતલા સુધારવો જરૂરી છે એવું મારું માનવું છે. મતલામાં કિનારો-સજાવો વ્યવસ્થા સ્વીકારવામાં આવી હોય કે જેમાં છેલ્લા અક્ષરનો સ્વર 'ઓ' જ એકસરખો છે પરંતુ બાકીના

શેરોમાં સુધારો, વધારો, સિતારો, નકારો, તિખારો વગેરે જેવા કાફિયા પ્રયોજ્યા હોય કે જેમાં છેલ્લેથી બીજા અક્ષરનો સ્વર 'આ' અને એનાં પછીનો અક્ષર 'રો' એકસરખાં છે તો મતલામાં 'સજાવો' કાફિયા ઉચિત ન કહેવાય. એ જ રીતે મતલામાં કિનારો-સજાવો વ્યવસ્થા સ્વીકારવામાં આવી હોય કે જેમાં છેલ્લા અક્ષરનો સ્વર 'ઓ' જ એકસરખો છે પરંતુ બાકીના શેરોમાં વધાવો, લખાવો, રચાવો, નચાવો, સતાવો વગેરે જેવા કાફિયા પ્રયોજ્યા હોય કે જેમાં છેલ્લેથી બીજા અક્ષરનો સ્વર 'આ' અને એનાં પછીનો અક્ષર 'વો' એકસરખાં છે તો મતલામાં 'કિનારો' કાફિયા ઉચિત ન કહેવાય. વધાવો, લખાવો, રચાવો, નચાવો, સતાવો વગેરે જેવા કાફિયામાં છેલ્લેથી બીજા અક્ષરનો સ્વર 'આ' અને એનાં પછીનો અક્ષર 'વો' તો એકસરખાં છે જ પરંતુ છેલ્લેથી ત્રીજા (પહેલા) અક્ષરનો સ્વર 'અ' પણ સામાન્ય છે. મતલામાં સજાવો-વધાવો વ્યવસ્થા સ્વીકારવામાં આવી હોય તો બાકીના શેરોમાં પણ છેલ્લેથી ત્રીજા અક્ષરનો સ્વર 'અ', છેલ્લેથી બીજા અક્ષરનો સ્વર 'આ' અને છેલ્લો અક્ષર 'વો' એકસરખાં જ રહે તો વધુ સારું કહેવાય.

***

# (3)

# લઘુ-ગુરુ સમજ

લ = લઘુ = ૧ માત્રામાં ઉચ્ચારણ
ગા = ગુરુ = ૨ માત્રામાં ઉચ્ચારણ

લઘુ સ્વર = અ, ઇ, ઉ, ઋ
ગુરુ સ્વર = આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અ:

લઘુ સ્વર અને લઘુ સ્વરયુક્ત વ્યંજન લઘુ ગણાય છે તથા ગુરુ સ્વર અને ગુરુ સ્વરયુક્ત વ્યંજન ગુરુ ગણાય છે. આમ છતાં જે લઘુનો દીર્ઘ ઉચ્ચાર કર્ણકટુ ન લાગતો હોય એ લઘુને ગુરુ ગણવાની તથા જે ગુરુનો હ્રસ્વ ઉચ્ચાર કર્ણકટુ ન લાગતો હોય એ ગુરુને લઘુ ગણવાની છૂટ લઈ શકાય છે. માત્રામેળ છંદોમાં એક ગુરુના સ્થાન પર બે લઘુ પણ લઈ શકાય છે પરંતુ બે લઘુના સ્થાન પર એક ગુરુ લઈ શકાતો નથી. એક ગુરુના સ્થાન પર બે લઘુનો પ્રયોગ નીચે મુજબ બે રીતે કરી શકાય.

‘લલ’ સ્વરૂપ = સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુ = બંને લઘુનું સ્વર સહિત ઉચ્ચારણ.
(કવિ, તિથિ, તરુ, પુરુ, વિભુ, ધુનિ.)

‘લલ્’ સ્વરૂપ = સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુ = પહેલા લઘુનું સ્વર સહિત અને બીજા લઘુનું હલન્ત ઉચ્ચારણ.
(મન, દિલ, ખુશ, ક્રમ, સ્મિત.)

ગઝલમાં ‘લલ્’ સ્વરૂપના બે લઘુનું જૂથ એક ગુરુ એટલે કે ‘ગા’ જ ગણાશે જ્યારે ‘લલ’ સ્વરૂપના બે લઘુનું જૂથ બે લઘુ જ ગણાશે. નીચે કેટલાંક શબ્દોના લગાત્મક સ્વરૂપ પ્રસ્તુત છે કે જેમાં ‘લલ્’ સ્વરૂપને ‘ગા’ કર્યું છે જ્યારે ‘લલ’ સ્વરૂપને એમ જ રહેવા દીધું છે.

| | |
|---|---|
| ગર = ગર્ = લલ્ = ગા | પર = પર્ = લલ્ = ગા |
| ગરજ = ગ+રજ્ = લ+લલ્ = લગા | પરખ = પ+રખ્ = લ+લલ્ = લગા |
| ગરબો = = ગર્+બો = લલ્+ગા = ગાગા | પરચો = પર્+ચો = લલ્+ગા = ગાગા |
| ગરિમા = ગરિ+મા = લલ+ગા | પરુ = લલ |
| ગિર = ગિર્ = લલ્ = ગા | પુર = પુર્ = લલ્ = ગા |
| ગિરજા = ગિર્+જા = લલ્+ગા = ગાગા | પુરતું = પુર્+તું = લલ્+ગા = ગાગા |
| ગિરિ = લલ | પુરુ = લલ |

ગિરિવર = ગિરિ+વર્ = લલ+લલ્ = લલગા

સબળ = સ+બળ્ = લ+લલ્ = લગા

સબળું = સબ્+ળું = લલ્+ગા = ગાગા

કવિતા = કવિ+તા = લલ+ગા

અનુમતિ = અનુ+મતિ = લલ+લલ

અનુભવ = અનુ+ભવ્ = લલ+લલ્ = લલગા

ઝરમર = ઝર્+મર્ = લલ્+લલ્ = ગાગા

દિલબર = દિલ્+બર્ = લલ્+લલ્ = ગાગા

ઝિલમિલ = ઝિલ્+મિલ્ = લલ્+લલ્ = ગાગા

બુલબુલ = બુલ્+બુલ્ = લલ્+લલ્ = ગાગા

ગઝલના છંદોમાં સંયુક્ત ઉચ્ચારવાળા (લલ્ સ્વરૂપના) બે લઘુઅક્ષરોનો પ્રયોગ કોઈપણ છંદના કોઈપણ ગુરુઅક્ષરના સ્થાન પર કરી શકાય છે પરંતુ સ્પષ્ટ ઉચ્ચારવાળા (લલ સ્વરૂપના) બે લઘુઅક્ષરોનો પ્રયોગ ફક્ત ગુરુઅક્ષરોના પ્રયોગવાળા છંદોમાં જ છંદના છેલ્લા ગુરુઅક્ષર સિવાયના એકી સંખ્યાના (પહેલા, ત્રીજા, પાંચમા.....) ગુરુઅક્ષર પર અથવા બેકી સંખ્યાના (બીજા, ચોથા, છઠ્ઠા.....) ગુરુઅક્ષર પર જ કરી શકાય છે. ફક્ત ગુરુઅક્ષરોના પ્રયોગવાળા છંદોમાં આ બે પૈકી કોઈપણ એક જ વ્યવસ્થા આખી ગઝલમાં જાળવવી પડે છે.

જોડાક્ષરોમાં જોડાક્ષરનો થડકાર જે અક્ષર પર લાગતો હોય એ અક્ષર લઘુ હોય તો પણ થડકારને કારણે ગુરુ જ ગણાશે. જોડાક્ષરનો થડકાર જોડાક્ષર પહેલાના અક્ષર પર લાગતો હોય એવા શબ્દો જેમકે નિત્ય=ગાલ, ભક્તિ=ગાલ, કર્તવ્ય=ગાગાલ, વ્યગ્ર=ગાલ, દુશ્મન=ગાગા, વ્યવ્હાર=ગાગાલ. જોડાક્ષરનો થડકાર જોડાક્ષર પછીના અક્ષર પર લાગતો હોય એવા શબ્દો જેમકે, રહ્યું=લગા, સહ્યાં=લગા, કર્યા=લગા, પડ્યા=લગા, મળ્યા=લગા. જે શબ્દોની શરૂઆત જ જોડાક્ષરથી થતી હોય એ શબ્દોમાં પહેલા જોડાક્ષરવાળા અક્ષરના સ્વરના આધારે એનું લઘુ-ગુરુ

માપ નક્કી થશે; જેમકે હૃદય=લગા, પ્રથમ=લગા, સ્વયં=લગા, વ્યથા=લગા, વ્યવસ્થા=લગાગા, સ્વતંત્રતા=લગાલગા, ક્રિયા=લગા, પ્રેમ=ગાલ, પ્રીત=ગાલ.

(ગઝલોના ગણવિભાજનમાં જોડાક્ષરનો થડકાર જે અક્ષર પર લાગતો હોય એ જ અક્ષરના ખાનામાં જ જોડાક્ષર દર્શાવ્યો છે.)

'સૌ' સિવાયના લગભગ બધાં જ એકાક્ષરી ગુરુ શબ્દોને અને બધાં જ પ્રત્યયોને ગુરુ ઉપરાંત લઘુ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. જેમકે હું, તું, જે, કે, છું, હા, ના, નો, ની, નું, થી, એ, ઓ, માં, મેં, તેં, ત્યાં, ક્યાં, જ્યાં વગેરે.

બધા જ અકારાંત દ્વિલઘુઅક્ષરીય શબ્દોમાં બીજા લઘુનો ઉચ્ચાર હલન્ત થતો હોવાથી એ બધાં 'ગા' સ્વરૂપે જ પ્રયોજાય છે, લલ સ્વરૂપે નહીં. જેમકે કર, ભર, તર, તન, મન, ધન, દિલ, શિવ, હિત, ચિત, કુલ, ખુશ, ગુલ, મૃત, ગૃહ વગેરે.

લગભગ બધા જ અકારાંત ત્રિલઘુઅક્ષરીય શબ્દોમાં ત્રીજા લઘુનો ઉચ્ચાર હલન્ત થતો હોવાથી એ બધાં 'લગા' સ્વરૂપે જ પ્રયોજાય છે. જેમકે ગઝલ, કમલ, નયન, નજર, અમન, ચમન, દિવસ, જિગર, જટિલ, તિમિર, જુલમ, ચતુર, મુકુટ, નિપુણ, પુનિત, વિકૃત, તૃષિત, પ્રથમ વગેરે.

અંત્યાક્ષર ગુરુઅક્ષર હોય એવા લગભગ બધા જ દ્વિગુરુઅક્ષરીય શબ્દોમાં અંત્ય ગુરુને લઘુ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. જેમ કે એનાં, એની, એનું, તેનાં, તેની, તેનું, મારાં, મારી, મારું, તારાં, તારી, તારું, એવાં, એવી, એવું, કોનાં, કોની, કોનું વગેરે ગાગા સ્વરૂપના શબ્દો ગાગા ઉપરાંત ગાલ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

મોટેભાગના અંત્ય ગુરુવાળા શબ્દોમાં અંત્ય ગુરુને લઘુ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે તથા ઘણાં અંત્ય લઘુવાળા શબ્દોમાં અંત્ય લઘુને ગુરુ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

હ્રસ્વ 'ઇ' કે 'ઉ' સ્વર અથવા એ બે સ્વરયુક્ત વ્યંજનોનો દીર્ઘ ઉચ્ચાર કર્ણકટુ ન લાગતો હોય તો એ લઘુઅક્ષરોને ગુરુ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે તથા દીર્ઘ 'ઈ' કે 'ઊ' સ્વર અથવા એ બે સ્વરયુક્ત વ્યંજનોનો હ્રસ્વ ઉચ્ચાર કર્ણકટુ ન લાગતો હોય તો એ ગુરુઅક્ષરોને લઘુ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. અહીં એ ધ્યાન રહે કે આ પ્રકારની છૂટ જે તે અક્ષરનું ઉચ્ચારણ કર્ણકટુ ન લાગતું હોય તો જ લઈ શકાય છે, અન્યથા આવી છૂટ લઈ શકાય નહીં.

ગાગા સ્વરૂપના ‘કોઈ’ શબ્દને ગાગા ઉપરાંત ગાલ, લગા અને લલ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે તથા કો’ સ્વરૂપે લખીને ગા અથવા લ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. આ ઉપરાંત ‘એક’ અને ‘દુઃખ’ શબ્દનું લગાત્મક સ્વરૂપ ‘ગાલ’ હોવા છતાં જરૂર મુજબ ‘ગા’ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

અકારાંત વ્યંજન પછી સ્વરનો પ્રયોગ થયો હોય એવા કેટલાંક શબ્દોમાં એ બંનેને સંયુક્ત રીતે ઉચ્ચારીને ગા સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. જેમ કે થઈ, ગઈ, લઈ, જઈ, કઈ, કંઈ દઉં, લઉં વગેરે શબ્દો ‘લગા’ સ્વરૂપના હોવા છતાં ‘ગા’ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

અકારાંત વ્યંજન પછી સ્વરયુક્ત ‘હ’નો પ્રયોગ થયો હોય એવા કેટલાંક શબ્દોમાં એ બંનેને સંયુક્ત રીતે ઉચ્ચારીને ગા સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. જેમ કે નહીં, અહીં, કહી, રહી, વહી, કહે, રહે, વહે, કહો, રહો વગેરે શબ્દો ‘લગા’ સ્વરૂપના હોવા છતાં ‘ગા’ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. એ જ રીતે કહેવા, પહેલા, રહેતી, વહેતું, સહેતો વગેરે શબ્દો ‘લગાગા’ સ્વરૂપના હોવા છતાં ‘ગાગા’ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

દુનિયા, દરિયા, બુઢિયા, ગુડિયા વગેરે શબ્દોમાં છેલ્લા અક્ષરમાં ‘ય’ પ્રયોજાયો છે અને એનાં પહેલાંનો એટલે કે બીજો અક્ષર હ્રસ્વ ‘ઇ’ યુક્ત છે. આ પ્રકારના શબ્દોમાં હ્રસ્વ ‘ઇ’ એનાં પછીના ‘ય’ સાથે સંયુક્ત રીતે ઉચ્ચારાઈ જતો હોવાથી એ શબ્દો મોટેભાગે ‘ગાગા’ સ્વરૂપે જ પ્રયોજાયેલા જોવા મળે છે. એ જ રીતે સરિયામ શબ્દ ‘લલગાલ’ સ્વરૂપનો હોવા છતાં ‘ગાગાલ’ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

ભાર દર્શાવવા માટે ‘જ’નો પ્રયોગ કરવામાં આવે ત્યારે ‘જ’ પહેલાંના શબ્દનો અંત્યાક્ષર ગુરૂ હોય તો ‘જ’ સ્વતંત્ર લઘુ જ રહે છે અને ‘જ’ પહેલાંના શબ્દનું મૂળ લગાત્મક સ્વરૂપ એનું એ જ રહે છે. પરંતુ ‘જ’ પહેલાંના શબ્દનો અંત્યાક્ષર લઘુ હોય તો ‘જ’ એ લઘુ સાથે સંયુક્ત રીતે ઉચ્ચારાતાં એ બંને મળીને એક ગુરુ થઈ જશે અને ‘જ’ પહેલાંના શબ્દનું મૂળ લગાત્મક સ્વરૂપ બદલાઈ જશે.

એક = ગાલ, એક જ = એ+કજ = ગાગા.

વાતો = ગાગા, વાતો જ = ગાગાલ.

ચર્ચા = ગા, ચર્ચા જ = ગાગાલ.

વાત = ગાલ, વાત જ = વા+તજ = ગાગા.

તિમિર = તિ+મિર = લગા, તિમિર જ = તિ+મિ+રજ = લલગા.

ગઝલ = ગ+ઝલ = લગા, ગઝલ જ = ગ+ઝ+લજ = લલગા.

પડતર = પડ+તર = ગાગા, પડતર જ = પડ+ત+રજ = ગાલગા.

ઉપર લઘુ-ગુરૂ છૂટના જેટલાં પ્રકારની ચર્ચા કરી છે એ બધા જ પ્રકારની છૂટ પ્રકરણ-૪ 'ગઝલના છ સરળ છંદ' માં પ્રસ્તુત ગઝલોમાં એક કે તેથી વધુ વખત લેવામાં આવી છે. ગઝલોના ગણવિભાજનમાં બધી જ છૂટને રેખાંકિત કરીને દર્શાવવામાં આવી છે.

ગઝલના છંદોમાં પંક્તિને અંતે આવતા લઘુને અલગથી ગણતરીમાં ન લેતાં એ પહેલાંના ગુરૂ સાથે સંયુક્ત રીતે જ ઉચ્ચારીને એ ગુરૂમાં જ ગણી લેવામાં આવે છે. ગઝલના ગણવિભાજનમાં એને પણ રેખાંકિત કરીને દર્શાવ્યા છે.

***

# (૪)
# ગઝલના છ સરળ છંદ

## (૧)

## ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાલગા

એક એની યાદથી આનંદ છે આરામ છે
જીવ ઠેકાણે નથી પણ જીવવાની હામ છે

જિંદગીના એક દિનનું મોત બીજું નામ છે
એ તને કોણે કહ્યું મરવા પછી આરામ છે

શી નવાઈ આજ મારું નામ જો બદનામ છે
પ્રેમનો અંજામ શો છે એ જ તો અંજામ છે

એમણે તો યશની રેખા હાથમાં આપી હતી
વાંક મારો છે જો માથે સેંકડો ઇલ્ઝામ છે

કૈં ભુલાવામાં પડ્યો છે માર્ગદર્શક તું જરૂર
માર્ગ ક્યાં છે આપણો આ માર્ગ તો સરિયામ છે

માન્યું રમતારામ છું હું મારું ઠેકાણું નથી
તારું પણ ઠેકાણું ક્યાં છે તુંય રમતારામ છે

કાળ જેવો કાળ બોલ્યો જોઈને ‘ઘાયલ’ની લાશ
એ ગજું ક્યાં મોતનું એ જિંદગીનું કામ છે

-અમૃત ‘ઘાયલ’ (આઠોં જામ ખુમારી – ૩૨૭)

ગણવિભાજન :-

| ગા | લ | ગા | ગા | ગા | લ | ગા | ગા | ગા | લ | ગા | ગા | ગા | લ | ગા | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | | | | |
| એ | ક | એ | ની | યા | દ | થી | આ | નં | દ | છે | આ | રા | મ | છે | |
| જી | વ | ઠે | કા | ણે | ન | થી | પણ | જી | વ | વા | ની | હા | મ | છે | |
| | | | | | | | | | | | | | | | |
| જિં | દ | ગી | ના | એ | ક | દિન | નું | મો | ત | બી | જું | ના | મ | છે | |
| એ | ત | ને | કો | ણે | ક | હ્યું | મર | વા | પ | છી | આ | રા | મ | છે | |
| | | | | | | | | | | | | | | | |
| શી | ન | વા | ઈ | આ | જ | મા | રું | ના | મ | જો | બદ | ના | મ | છે | |
| પ્રે | મ | નો | અં | જા | મ | શો | છે | એ | જ | તો | અં | જા | મ | છે | |
| | | | | | | | | | | | | | | | |
| એ | મ | ણે | તો | યશ | ની | રે | ખા | હા | થ | માં | આ | પી | હ | તી | |
| વાં | ક | મા | રો | છે | જો | મા | થે | સેં | ક | ડો | ઇલ્ | ઝા | મ | છે | |
| | | | | | | | | | | | | | | | |
| કૈં | ભુ | લા | વા | માં | પ | ડ્યો | છે | માર્ | ગ | દર્ | શક | તું | જ | રૂર | |
| માર્ | ગ | ક્યાં | છે | આ | પ | ણો | આ | માર્ | ગ | તો | સરિ | યા | મ | છે | |
| | | | | | | | | | | | | | | | |
| મા | ન્યું | રમ | તા | રા | મ | છું | હું | મા | રૂં | ઠે | કા | ણું | ન | થી | |
| તા | રૂં | પણ | ઠે | કા | ણું | ક્યાં | છે | તું | ય | રમ | તા | રા | મ | છે | |
| | | | | | | | | | | | | | | | |
| કા | ળ | જે | વો | કા | ળ | બો | લ્યો | જો | ઈ | ને | ઘા | યલ | ની | લાશ | |
| એ | ગ | જું | ક્યાં | મો | ત | નું | એ | જિં | દ | ગી | નું | કા | મ | છે | |
| | | | | | | | | | | | | | | | |

(૨)

## ગાલગાગા ગાલગાગા ગાલગા

શી ખબર આવું પરિવર્તન થશે
દિલ સરીખો દોસ્ત પણ દુશ્મન થશે

સદવિચારો છે તો સદવર્તન થશે
આ ચિરાગો પણ કદી રોશન થશે

ધીર ધર મારા દુઃખી મન ધીર ધર
એક દી દુઃખ પોતે દુઃખભંજન થશે

ભય પ્રલયનો કંઈ નથી એ ખેદ છે
નષ્ટ સર્જનહારનું સર્જન થશે

તું દુભાવીને તો જો મારું હૃદય
મારું દુઃખ તારું મનોરંજન થશે

છે ક્ષણિક કિંતુ નથી જીવ્યું જતું
શું થશે જ્યારે અમર જીવન થશે

મોક્ષ પર મરનાર મૂરખ માનવી
શું થશે જો મોક્ષ પણ બંધન થશે

દોસ્ત તારા દોસ્ત જૂના છોડ મા
દોસ્ત સૌ જૂના નવા દુશ્મન થશે

હર લડત 'ઘાયલ' તું લડજે પ્રેમથી
જેર એ અમૃત થકી દુશ્મન થશે

- અમૃત 'ઘાયલ' (આઠોં જામ ખુમારી – ૧૬૯)

ગણવિભાજન :-

| ગા | લ | ગા | ગા | ગા | લ | ગા | ગા | ગા | લ | ગા | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | | | | |
| શી | ખ | બર | આ | વું | પ | રિ | વર્ | તન | થ | શે | | | | | |
| દિલ | સ | રી | ખો | દોસ્ | ત | પણ | દુશ્ | મન | થ | શે | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| સદ | વિ | ચા | રો | છે | તો | સદ | વર્ | તન | થ | શે | | | | | |
| આ | ચિ | રા | ગો | પણ | ક | દી | રો | શન | થ | શે | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| ધી | ર | ધર | મા | રા | દુ: | ખી | મન | ધી | ર | ધર | | | | | |
| એ | ક | દી | દુઃખ | પો | તે | દુઃખ | ભં | જન | થ | શે | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| ભય | પ્ર | લય | નો | કંઈ | ન | થી | એ | ખે | દ | છે | | | | | |
| નષ્ | ટ | સર્ | જન | હા | ર | નું | સર્ | જન | થ | શે | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| તું | દુ | ભા | વી | ને | તો | જો | મા | રું | હૃ | દય | | | | | |
| મા | રૂં | દુઃખ | તા | રું | મ | નો | રં | જન | થ | શે | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| છે | ક્ષ | ણિક | કિં | તુ | ન | થી | જી | વ્યું | જ | તું | | | | | |
| શું | થ | શે | જ્યા | રે | અ | મર | જી | વન | થ | શે | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| મો | ક્ષ | પર | મર | ના | ર | મૂ | રખ | મા | ન | વી | | | | | |
| શું | થ | શે | જો | મો | ક્ષ | પણ | બં | ધન | થ | શે | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| દોસ્ | ત | તા | રા | દોસ્ | ત | જૂ | ના | છો | ડ | મા | | | | | |
| દોસ્ | ત | સૌ | જૂ | ના | ન | વા | દુશ્ | મન | થ | શે | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| હર | લ | ડત | ઘા | યલ | તું | લડ | જે | પ્રે | મ | થી | | | | | |
| જે | ર | એ | અમ્ | રુત | થ | કી | દુશ્ | મન | થ | શે | | | | | |
| | | | | | | | | | | | | | | | |

(3)

## લગાગા લગાગા લગાગા લગાગા

નજર મેળવીશું ને ખોવાઈ જાશું
કથાઓ બનીશું ને ચર્ચાઈ જાશું

કહી દો કે મંજૂર છે પ્રેમ તારો
હકૂમત કરી કાળ પર છાઈ જાશું

વસંતોના જોબનને લાલી તો મળશે
ભલે રક્ત સિંચીને કરમાઈ જાશું

તમે ઋણ કાઢ્યા કરો સાત ભવનું
ન પહોંચી વળાશે તો વેચાઈ જાશું

સભા પર કરો એક પારેખ દ્રષ્ટિ
હજારો ને લાખોમાં પરખાઈ જાશું

ગગનમાં ઝગીશું સિતારા બનીને
અગર આંસુઓ થઈને વેરાઈ જાશું

નજીવી રમતમાં થયા જન્મ-ફેરા
ખબર શી અમોને કે બંધાઈ જાશું

અમે આપ વિસ્તરશું બ્રહ્માંડ થઈને
દિલે આપના જો સમેટાઈ જાશું

ગમે તેમ જીવી જશું તોય અંતે
બહુ શાનથી 'શૂન્ય' વિસરાઈ જાશું

- 'શૂન્ય' પાલનપુરી (શૂન્યની સૃષ્ટિ – ૧૪૫)

ગણવિભાજન :-

| લ | ગા | ગા | | લ | ગા | ગા | | લ | ગા | ગા | | લ | ગા | ગા | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | | | | |
| ન | જર | મે | | ળ | વી | શું | | ને | ખો | વા | | ઈ | જા | શું | |
| ક | થા | ઓ | | બ | ની | શું | | ને | ચર્ | ચા | | ઈ | જા | શું | |
| | | | | | | | | | | | | | | | |
| ક | હી | દો | | કે | મં | જૂ | | ર | છે | પ્રે | | મ | તા | રો | |
| હ | કૂ | મત | | ક | રી | કા | | ળ | પર | છા | | ઈ | જા | શું | |
| | | | | | | | | | | | | | | | |
| વ | સં | તો | | ના | જો | બન | | ને | લા | લી | | તો | મળ | શે | |
| ભ | લે | રક્ | | ત | સિં | ચી | | ને | કર | મા | | ઈ | જા | શું | |
| | | | | | | | | | | | | | | | |
| ત | મે | ઋ | | ણ | કા | ઢ્યા | | ક | રો | સા | | ત | ભવ | નું | |
| ન | પ્હોં | ચી | | વ | ળા | શે | | તો | વે | ચા | | ઈ | જા | શું | |
| | | | | | | | | | | | | | | | |
| સ | ભા | પર | | ક | રો | એ | | ક | પા | રે | | ખ | દ્રષ્ | ટિ | |
| હ | જા | રો | | ને | લા | ખો | | માં | પર | ખા | | ઈ | જા | શું | |
| | | | | | | | | | | | | | | | |
| ગ | ગન | માં | | ઝ | ગી | શું | | સિ | તા | રા | | બ | ની | ને | |
| અ | ગર | આં | | સુ | ઓ | થઈ | | ને | વે | રા | | ઈ | જા | શું | |
| | | | | | | | | | | | | | | | |
| ન | જી | વી | | ર | મત | માં | | થ | યા | જન્ | | મ | ફે | રા | |
| ખ | બર | શી | | અ | મો | ને | | કે | બં | ધા | | ઈ | જા | શું | |
| | | | | | | | | | | | | | | | |
| અ | મે | આ | | પ | વિસ્ | તર | | શું | બ્રહ્ | માં | | ડ | થઈ | ને | |
| દિ | લે | આ | | પ | ના | જો | | સ | મે | ટા | | ઈ | જા | શું | |
| | | | | | | | | | | | | | | | |
| ગ | મે | તે | | મ | જી | વી | | જ | શું | તો | | ય | અં | તે | |
| બ | હુ | શા | | ન | થી | શૂન્ | | ય | વિસ | રા | | ઈ | જા | શું | |
| | | | | | | | | | | | | | | | |

## (૪)

## લગાગા લગાગા લગાગા લગા

હતા આદમી તે છતા થઈ ગયા
છતા ના થયા તે ખુદા થઈ ગયા

થયા તે થયા ના થયા થઈ ગયા
હતા તે હતા ના હતા થઈ ગયા

ઘણા આંધળા દેખતા થઈ ગયા
અને દેખતા આંધળા થઈ ગયા

પ્રથમ ખૂબ ઊંઘ્યા સતત સ્વપ્ન સૂંઘ્યા
પછી ઉમ્રભર જાગતા થઈ ગયા

મિલનની ક્ષણેક્ષણ હતી અંજુમન
વિખૂટા પડ્યા એકલા થઈ ગયા

મળ્યા મયકશો પણ ઘડીવારમાં
મળ્યા ના મળ્યા ત્યાં જુદા થઈ ગયા

અજાણ્યા હતા કિન્તુ પીધા પછી
પરસ્પર પરિચિત બધા થઈ ગયા

ગયાનો નથી વસવસો છે તો એ છે
પતો દઈ સ્વયં બેપતા થઈ ગયા

પડાવો હતા હાલ મસ્તોના ત્યાં
બધા બેસતા ઊઠતા થઈ ગયા

ગળાટૂંપો થઈ ગઈ પ્રથમ જિંદગી
પછી શ્વાસ પણ સાણસા થઈ ગયા

હતા પૂર્વે 'ઘાયલ' અતિ સ્વસ્થ પણ
પડ્યા પ્રેમમાં બાવરા થઈ ગયા

- અમૃત 'ઘાયલ' (આઠોં જામ ખુમારી – ૮૧૧)

ગણવિભાજન :-

| લ | ગા | ગા | | લ | ગા | ગા | | લ | ગા | ગા | | લ | ગા | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | | | | |
| હ | તા | આ | | દ | મી | તે | | છ | તા | થઈ | | ગ | યા | | |
| છ | તા | ના | | થ | યા | તે | | ખુ | દા | થઈ | | ગ | યા | | |
| | | | | | | | | | | | | | | | |
| થ | યા | તે | | થ | યા | ના | | થ | યા | થઈ | | ગ | યા | | |
| હ | તા | તે | | હ | તા | ના | | હ | તા | થઈ | | ગ | યા | | |
| | | | | | | | | | | | | | | | |
| ઘ | ણા | આં | | ધ | ળા | દે | | ખ | તા | થઈ | | ગ | યા | | |
| અ | ને | દે | | ખ | તા | આં | | ધ | ળા | થઈ | | ગ | યા | | |
| | | | | | | | | | | | | | | | |
| પ્ર | થમ | ખૂ | | બ | ઊં | ઘ્યા | | સ | તત | સ્વપ્ | | ન | સૂં | ઘ્યા | |
| પ | છી | ઉમ્ | | ર | ભર | જા | | ગ | તા | થઈ | | ગ | યા | | |
| | | | | | | | | | | | | | | | |
| મિ | લન | ની | | ક્ષ | ણે | ક્ષણ | | હ | તી | અં | | જુ | મન | | |
| વિ | ખૂ | ટા | | પ | ડ્યા | એ | | ક | લા | થઈ | | ગ | યા | | |
| | | | | | | | | | | | | | | | |
| મ | ળ્યા | મય | | ક | શો | પણ | | ઘ | ડી | વા | | ર | માં | | |
| મ | ળ્યા | ના | | મ | ળ્યા | ત્યાં | | જુ | દા | થઈ | | ગ | યા | | |
| | | | | | | | | | | | | | | | |
| અ | જા | ણ્યા | | હ | તા | કિન્ | | તુ | પી | ધા | | પ | છી | | |
| પ | રસ્ | પર | | પ | રિ | ચિત | | બ | ધા | થઈ | | ગ | યા | | |
| | | | | | | | | | | | | | | | |
| ગ | યા | નો | | ન | થી | વસ | | વ | સો | છે | | તો | એ | છે | |
| પ | તો | દઈ | | સ્વ | યં | બે | | પ | તા | થઈ | | ગ | યા | | |
| | | | | | | | | | | | | | | | |
| પ | ડા | વો | | હ | તા | હા | | લ | મસ્ | તો | | ના | ત્યાં | | |
| બ | ધા | બે | | સ | તા | ઊ | | ઠ | તા | થઈ | | ગ | યા | | |
| | | | | | | | | | | | | | | | |
| ગ | ળા | ટૂં | | પો | થઈ | ગઈ | | પ્ર | થમ | જિં | | દ | ગી | | |
| પ | છી | શ્વા | | સ | પણ | સા | | ણ | સા | થઈ | | ગ | યા | | |
| | | | | | | | | | | | | | | | |
| હ | તા | પૂર્ | | વે | ઘા | યલ | | અ | તિ | સ્વસ્ | | થ | પણ | | |
| પ | ડ્યા | પ્રે | | મ | માં | બા | | વ | રા | થઈ | | ગ | યા | | |
| | | | | | | | | | | | | | | | |

(ઉપરોક્ત ગઝલમાં સાતમી અને પંદરમી પંક્તિમાં એક ગુરુ વધારે છે.)

છંદ ક્રમાંક (૫) અને (૬) માં ફક્ત ગુરુઅક્ષરોનો જ પ્રયોગ થયો છે. આ બે છંદોમાં પણ અન્ય છંદોની માફક સંયુક્ત ઉચ્ચારવાળા (લલ્ સ્વરૂપના) બે લઘુઅક્ષરોનો પ્રયોગ છંદના કોઈપણ ગુરુઅક્ષરના સ્થાન પર તો કરી જ શકાય છે પરંતુ છંદના છેલ્લા ગુરુઅક્ષર સિવાયના બેકી સંખ્યાના બધા જ ગુરુઅક્ષર પર એટલે કે બીજા, ચોથા અને છઠ્ઠા ગુરુઅક્ષર પર સ્પષ્ટ ઉચ્ચારવાળા (લલ સ્વરૂપના) બે લઘુઅક્ષરોનો પ્રયોગ કરી પણ શકાય છે. ગણવિભાજનમાં સંયુક્ત ઉચ્ચારવાળા (લલ્ સ્વરૂપના) બે લઘુઅક્ષરોને એક જ લીટીમાં દર્શાવ્યા છે જ્યારે સ્પષ્ટ ઉચ્ચારવાળા (લલ સ્વરૂપના) બે લઘુઅક્ષરોને અલગ-અલગ લીટીમાં દર્શાવ્યા છે.

## (૫)

## ગાગાગાગા ગાગાગાગા

જેનું જીવન ધૂપસળી છે
અંત લગી એ જાત બળી છે

કેમ હિમાલય સ્થિર ન થાએ
એક જોગીની ઓથ મળી છે

એવો પણ છે એક ભગીરથ
ગંગા જેના ઘટમાં ભળી છે

ગાજી ઊઠશે વ્યોમનું આંગણ
શ્વેત વિહંગને શુદ્ધિ વળી છે

વાર કરીને મૃત્યુંજય પર
કાળે ઝેરી ઘૂંટ ગળી છે

કેમ સુરાલય ગર્વ કરે ના
પીતાં પીતાં આંખ ઢળી છે

ત્રિરંગો છે બેલી મારો
'શૂન્ય' કફનની ચિંતા ટળી છે

- 'શૂન્ય' પાલનપુરી (શૂન્યની સૃષ્ટિ – ૩૭૩)

ગણવિભાજન :-

| ગા | ગા | ગા | ગા | ગા | ગા | ગા | ગા | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | | | | |
| જે | નું | જી | વન | ધૂ | પ<br>સ | ળી | છે | | | | | | | | |
| અં | ત<br>લ | ગી | એ | જા | ત<br>બ | ળી | છે | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| કે | મ<br>હિ | મા | લય | સ્થિ | ર<br>ન | થા | એ | | | | | | | | |
| એક | જો | ગી | ની | ઓ | થ<br>મ | ળી | છે | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| એ | વો | પણ | છે | એ | ક<br>ભ | ગી | રથ | | | | | | | | |
| ગં | ગા | જે | ના | ઘટ | માં<br>ભ | ળી | છે | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| ગા | જી | ઊ | ઠ<br>શે | વ્યો | મ<br>નું | આં | ગણ | | | | | | | | |
| શ્વે | ત<br>વિ | હં | ગ<br>ને | શુદ્ | ધિ<br>વ | ળી | છે | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| વા | ર<br>ક | રી | ને | મૃત્ | યું | જય | પર | | | | | | | | |
| કા | ળે | ઝે | રી | ઘૂં | ટ<br>ગ | ળી | છે | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| કે | મ<br>સુ | રા | લય | ગર્ | વ<br>ક | રે | ના | | | | | | | | |
| પી | તાં | પી | તાં | આં | ખ<br>ઢ | ળી | છે | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| ત્રિ | રં | ગો | છે | બે | લી | મા | રો | | | | | | | | |
| શૂન્ | ય<br>ક | ફન | ની | ચિં | તા<br>ટ | ળી | છે | | | | | | | | |

## (૬)

## ગાગાગાગા ગાગાગા

હોઠે ભાવ ને મનમાં વ્યંગ
વાહ રે દુનિયા તારા ઢંગ

કેટલો રાખું હાય ઉમંગ
દાન વિપુલ છે પાલવ તંગ

અંતર વ્યાકુળ દ્રષ્ટિ દંગ
લાવી દર્શન-લીલા રંગ

એ જ કવિનું જીવન છે
રૂપ ને કુદરતનો ઉત્સંગ

પ્રેમની એ પણ ખૂબી છે
દીપક પોતે થાય પતંગ

જીવ ઉપેક્ષા રહેવા દે
મૃત્યુ છે જીવનનું અંગ

ભેદ પડાવે ક્રૂર જગત
હું-તું નહીંતર એક જ સંગ

ગમની અવધિ લાગે છે
હૈયે ઊછળે કાં ઉછરંગ

પાપી અંતર પાવન થા
વહેતાં નયન છે યમુના-ગંગ

અંગત વાતો વ્યક્ત ન કર
'શૂન્ય' થશે મર્યાદા ભંગ

- 'શૂન્ય' પાલનપુરી (શૂન્યની સૃષ્ટિ – ૩૭)

ગણવિભાજન :-

| ગા | ગા | ગા | ગા | ગા | ગા | ગા | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | | | | |
| હો | ઠે | ભા | વ<br>ને | મન | માં | વ્યંગ | | | | | | | | | |
| વા | હ<br>રે | દુનિ | યા | તા | રા | ઢંગ | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| કે | ટ<br>લો | રા | ખું | હા | ય<br>ઉ | મંગ | | | | | | | | | |
| દા | ન<br>વિ | પુલ | છે | પા | લવ | તંગ | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| અં | તર | વ્યા | કુળ | દ્રષ્ | ટિ | દંગ | | | | | | | | | |
| લા | વી | દર્ | શન | લી | લા | રંગ | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| એ | જ<br>ક | વિ | નું | જી | વન | છે | | | | | | | | | |
| રૂ | પ<br>ને | કુદ | રત | નો | ઉત્ | સંગ | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| પ્રે | મ<br>ની | એ | પણ | ખૂ | બી | છે | | | | | | | | | |
| દી | પક | પો | તે | થા | ય<br>પ | તંગ | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| જી | વ<br>ઉ | પે | ક્ષા | રહે | વા | દે | | | | | | | | | |
| મૃત્ | યુ | છે | જી | વન | નું | અંગ | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| ભે | દ<br>પ | ડા | વે | ફૂ | ર<br>જ | ગત | | | | | | | | | |
| હું | તું | નહીં | તર | એ | કજ | સંગ | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગમ | ની | અવ | ઘિ | લા | ગે | છે | | | | | | | | | |
| હૈ | યે | ઊ | છ<br>ળે | કાં | ઉછ | રંગ | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| પા | પી | અં | તર | પા | વન | થા | | | | | | | | | |
| વ્હે | તાં<br>ન | યન | છે | યમુ | ના | ગંગ | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |
| અં | ગત | વા | તો | વ્યક્ | ત<br>ન | કર | | | | | | | | | |
| શૂન્ | ય<br>થ | શે | મર્ | યા | દા | ભંગ | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | |

(‘લલગા’ સ્વરૂપના ‘યમુના’ શબ્દને ‘યમના’ ઉચ્ચાર કરીને ‘ગાગા’ સ્વરૂપે લઈ શકાય.)

***

# (૫)
# ગઝલમાં સંખ્યામેળ છંદોનો પ્રયોગ

ગઝલના છંદો લાગત્મક સ્વરૂપવાળા માત્રામેળ છંદો છે કે જેમાં લઘુ-ગુરુ માપ નક્કી કરવા માટે ધ્વનિમેળનો આધાર લેવામાં આવે છે. ગઝલમાં સંખ્યામેળ છંદો પ્રયોજાતા નથી અને હું પણ ગઝલ-સર્જનમાં ગઝલના આવર્તિત સ્વરૂપના માત્રામેળી છંદો જ પ્રયોજવાનો આગ્રહી હોવા છતાં ફક્ત નવોદિતોની સરળતા માટે અહીં પહેલા પગથિયા તરીકે ગઝલમાં સંખ્યામેળ છંદોનો પ્રયોગ કરી રહ્યો છું. આ સાથે એ સ્પષ્ટતા પણ કરું છું કે ગઝલને એનાં મૂળ લયસૌંદર્યપૂર્ણ સ્વરૂપે પ્રસ્તુત કરવા માટે ગઝલના આવર્તિત સ્વરૂપના માત્રામેળી છંદો જ પ્રયોજવા જોઈએ. એના માટે નવોદિતોએ શરૂઆતમાં સંખ્યામેળ છંદોમાં કામચલાઉ ધોરણે ગઝલ-સર્જન કરવા દરમિયાન ગઝલના માત્રામેળ છંદોનો અને લઘુ-ગુરુમાં લેવાતી છૂટ અંગેનો અભ્યાસ કરીને ગઝલના માત્રામેળ છંદોમાં ગઝલ-સર્જન કરવા તરફ આગળ વધવું જોઈએ.

પંચકલ, ષટકલ, સપ્તકલ અને અષ્ટકલ લય પૈકી અષ્ટકલ લય સૌથી સરળ અને સહજસાધ્ય છે. આ જ કારણે અહીં અષ્ટકલ લયવાળા ૧૬, ૧૫, ૮ અને ૭ અક્ષરના સંખ્યામેળ છંદો અનુક્રમે અષ્ટકલ-સોળાક્ષરી, અષ્ટકલ-પંદરાક્ષરી, અષ્ટકલ-આઠાક્ષરી અને અષ્ટકલ-સાતાક્ષરી નામે પ્રસ્તુત છે કે જેમાં પહેલો શબ્દ લયનો પ્રકાર દર્શાવે છે અને બીજો શબ્દ છંદની અક્ષર-સંખ્યા દર્શાવે છે. આ ચારેય સંખ્યામેળ છંદોમાં લઘુ-ગુરુના કોઈ ક્રમ જાળવવાના નથી હોતા અને લઘુ-ગુરુ દરેક અક્ષરનું એક માત્રિક જ ઉચ્ચારણ કરીને અષ્ટકલ લય જાળવવાનો હોય છે. અષ્ટકલ-સોળાક્ષરી અને અષ્ટકલ-આઠાક્ષરીના પ્રયોગમાં દરેક પંક્તિનો છેલ્લો અક્ષર ગા સ્વરૂપે (ગુરુ) અથવા છેલ્લા બે અક્ષર ગાલ સ્વરૂપે (ગુરુ-લઘુ) તથા અષ્ટકલ-પંદરાક્ષરી અને અષ્ટકલ-સાતાક્ષરીના પ્રયોગમાં દરેક પંક્તિનો છેલ્લો અક્ષર ગા સ્વરૂપે (ગુરુ) જળવાય તો વધુ સારું. યતિ નિભાવવી આવશ્યક નથી, એમ છતાં દરેક પંક્તિના અંત ઉપરાંત દરેક પંક્તિમાં દર આઠ અક્ષરે યતિ નિભાવાય તો સારું અને દર ચાર અક્ષરે યતિ નિભાવાય તો એથી પણ વધુ સારું.

ગઝલના માત્રામેળી સ્વરૂપના છંદોમાં રચેલી અને મારા કાવ્યસંગ્રહ 'કાવ્યધારા'માં પ્રકાશિત કરેલી મારી ચાર ગઝલોને ઉપરોક્ત સંખ્યામેળ છંદોમાં પરિવર્તિત કરીને અહીં ઉદાહરણ સ્વરૂપે પ્રસ્તુત કરું છું. દરેક ગઝલમાં દરેક પંક્તિનો અંત્યાક્ષર ગુરુ જાળવ્યો છે.

(૧)

## અષ્ટકલ-સોળાક્ષરી ગઝલ ;-

વરસો વીતી ગયા એની ચાહત નથી ગઈ;
જખમોને કુરેદવાની આદત નથી ગઈ.
મળતા રહ્યા છે તેઓ મિત્રો જેમ ગળે મળી;
અંતર મહી એ જૂની અદાવત નથી ગઈ.
આપ્યા કરે છે સલાહ પરંતુ મદદ નહીં;
મારા જ હિતેચ્છુઓની એ આદત નથી ગઈ.
જુલમ કરે જો કોઈ મુજ પર સહી લઉં;
ઈશ્વર કરે છે ન્યાય એ રાહત નથી ગઈ.
સંજોગવશ જરૂર ખામોશ થઈ ગયો છું;
એનાં જુલ્મોની મનથી બગાવત નથી ગઈ.
- ઉદય શાહ

(૨)

## અષ્ટકલ-પંદરાક્ષરી ગઝલ :-

જીવવાને માટે કોઈ તો બહાનું જોઈએ;
સુખ નહીં પણ કોઈ દર્દ છાનું જોઈએ.
દાસતાં તમારી ભલે ગમે એવી લાંબી હો;
પણ મારા નામે એમાં એક પાનું જોઈએ.
કોણ જાણે કેમ મને આદત આ પડી છે;
સ્મરણ કરીને બસ જાગવાનું જોઈએ.
પાછો વાળી દીધો અને અપમાન યે કર્યું;
તોયે દિલ છે કે પાછું ત્યાં જવાનું જોઈએ.
કોઈ રીતે કોઈ એને છંછેડી ગયું હવે;
દૂર ઊભા શું થશે એ છાનુંમાનું જોઈએ.
દુઃખ મળે તો જીરવી જઈશ હું એકલો;
સુખ જો મળે તો પછી એ બધાનું જોઈએ.
ઠોકરો પર ઠોકરો ખાધી ઘણી રસ્તામાં;
તોયે એ જ રસ્તે મને ચાલવાનું જોઈએ.

અંતે જ્યાં હું અટકીશ મંઝિલ છે મારી એ;
ત્યાં સુધી તો બસ મને ચાલવાનું જોઈએ.
- ઉદય શાહ

## (3)

## અષ્ટકલ-આઠાક્ષરી ગઝલ :-

એક જ રસ્તે ચાલ્યા 'તાં;
હું છું ક્યાં અને તું છે ક્યાં.
નડવું સ્વભાવ નથી;
તેથી રહી ગ્યા જ્યાંના ત્યાં.
પસ્તાયો છું સાચું બોલી;
જુઠ્ઠા પ્હોંચી ગ્યા ક્યાંના ક્યાં.
યાદ આવે તને કંઈ;
એકબીજાને ગમતાં.
ઝુકી જાય છે નજરો;
સામે મળે જો રસ્તામાં.
રંગો ખુશ્બૂ વિનાના છે;
નકલી ગુલદસ્તામાં.
કાલે હાથ નહીં આવું;
આજે મળું છું સસ્તામાં.
- ઉદય શાહ

## (૪)

## અષ્ટકલ-સાતાક્ષરી ગઝલ :-

પ્રેમ પ્રશ્ને તારી ના;
જુઠું બોલે, જા રે જા.
નજીક ગ્યા અન્યની;
પ્રેમ પ્રશ્ને થઈ હા.
પ્રેમગીત ગાઉં છું;
મારી સાથે તુંયે ગા.

મારૂં કંઈ ક્યાં ચાલે;
તારી હા તો મારી હા.
ભૂલ પાછી પ્રેમની;
માફ કરો, ના રે ના.
જીવ આંખે અટક્યો;
આવી શકે, આવી જા.
સૂર્ય-દોષ જોનારા;
પહેલાં તું દીવો થા.
- ઉદય શાહ

આશા રાખું છું કે લઘુ-ગુરુનું બંધારણ નક્કી કરવામાં મુશ્કેલી અનુભવતા નવોદિતોને ઉપરોક્ત સંખ્યામેળ છંદોથી શરુઆત કરીને માત્રામેળ છંદોમાં પણ ગઝલ-સર્જન પર પ્રભુત્વ મેળવવામાં સરળતા રહેશે. અંતે ફરીથી એ સ્પષ્ટતા પણ કરું છું કે ગઝલને એનાં મૂળ લયસૌંદર્યપૂર્ણ સ્વરૂપે પ્રસ્તુત કરવા માટે ગઝલના આવર્તિત સ્વરૂપના માત્રામેળી છંદો જ પ્રયોજવા જોઈએ. એના માટે નવોદિતોએ સંખ્યામેળ છંદોમાં કામચલાઉ ધોરણે ગઝલ-સર્જન કરવા દરમિયાન ગઝલના માત્રામેળ છંદોનો અને લઘુ-ગુરુમાં લેવાતી છૂટ અંગેનો અભ્યાસ કરીને ગઝલના માત્રામેળ છંદોમાં ગઝલ-સર્જન કરવા તરફ આગળ વધવું જોઈએ.

ગઝલમાં સંખ્યામેળ છંદોના ઉપરોક્ત પ્રયોગને આવકારવામાં આવે તો ઠીક છે, અન્યથા એને નકારવાનો સૌને પૂરેપૂરો અધિકાર છે.

***

અંતે પૃષ્ઠ ક્રમાંક ૩૧ અને ૩૨ પર ગણવિભાજન કોષ્ટક પ્રસ્તુત છે કે જેમાં કશું ન લખતાં એ બંને પાનાની પ્રિન્ટ અથવા ઝેરોક્ષ કઢાવીને એ કોપીમાં બીજી ગઝલોના ગણવિભાજનનો જાતે મહાવરો કરતાં રહેવું.

